

# વિજયધર્મસૂરિનાં

# વચનામૃતો.

માવજી દામજી શાહ.

श्रीविजयधर्मसूरिगुरुभ्यो नमः

# વિજયધર્મસૂરિનાં વચનામૃતો.



સંગ્રાહક અને પ્રકાશક,

**માવજી દામજી શાહ,**

ધાર્મિકશિક્ષક ધિ બાબુ પી. પી. જૈન હાઇસ્કુલ;

મુંબઈ.



તૃતીયાવૃત્તિ, નકલ ૧૦૦૦

ધર્મ સં. ૯ વિ. સં ૧૯[illegible]૮ ઈ. સ. ૧૯[illegible]૧



મુદ્રણસ્થાન : આદિત્ય મુદ્રણાલય, રાયખડ-અમદાવાદ.

મુદ્રક : ગજાનન વિશ્વનાથ પાઠક.

મૂલ્ય ૦-૧-૦

## પ્રસ્તાવના.

મહાન્ પુરૂષોનાં વચનો એ ખરેખર અનુભવ રસનાં ઝરણાં હોઇ અમૃતમય જ ગણાય છે. એવાં વચનામૃતોનો આ એક નાનકડો સંગ્રહ છે સદ્ભાગ્યે આજે તેની ત્રીજી આવૃત્તિ પ્રગટ થાય છે.

શાસ્ત્રવિશારદ જૈનાચાર્ય શ્રીમદ્ **વિજયધર્મસૂરિ** મહારાજે ઉત્તમ પ્રતિનું સામયિક સાહિત્ય રચીને ન કેવળ જૈન સમાજ ઉપર જ, પરંતુ જૈનેતર સમાજ ઉપર પણ ભારે ઉપકાર કર્યો છે; એમ કોણ નહિ કહે ? સર્વ કોઇ કહેશે જ.

સ્વર્ગસ્થ આચાર્યશ્રીનાં સાહિત્યમાંથી જૈન-જૈનેતર સર્વ સામાન્ય જે જે વચનામૃતો મળ્યાં છે, તેની આ થોડીશી પ્રસાદી જનસમાજ સમક્ષ ધરવામાં આવે છે. આશા છે, તે તેમાંથી જરૂર રસાસ્વાદ મેળવશે.

પ્રસ્તુત વચનામૃતોનો સંગ્રહ કરવાની પ્રેરણા કરનાર શાસનદીપક મુનીશ્રી વિદ્યાવિજયજી મહારાજનો અને વચનામૃતોનું સાહિત્ય પુરૂં પાડનાર પ્રૉ૦ હીરાલાલ રસિકદાસ કાપડિયા એમ. એ. નો આ પ્રસંગે આભાર માનું તો તે સ્થાને જ ગણાશે.

તા. ૨૫-૯-૩૧ શુક્રવાર. } **માવજી દામજી શાહ.**

# વિજયધર્મસૂરિનાં વચનામૃતો.

૧ **બ્રહ્મચર્ય કેવું છે?**

જીવનનું પરમ ઔષધ. ઉન્નતિનું મૂળ કારણ, વ્રતોની રક્ષાનું બખ્તર, ધન માલ વગેરે સંપત્તિનો સાચો હેતુ અને છેવટે પરબ્રહ્મ-મોક્ષનું કારણ પણ 'બ્રહ્મચર્ય' છે.

૨ **બ્રહ્મચર્યની મહત્તા.**

ચોથું વ્રત 'બ્રહ્મચર્ય' છે, તે મોક્ષનું કારણ છે, શૌચમાં ઉત્કૃષ્ટ શૌચ છે અને તપની અંદર ઉત્તમ તપ છે.

૩ **સર્વધર્મપ્રાપ્તિનું કારણ.**

ઉંડા ઉતરીને તપાસીએ તો એક બ્રહ્મચર્યધર્મ સર્વ ધર્મ-પ્રાપ્તિનું કારણ થાય છે.

૪ **સર્વથા અને સર્વદા કોનો જય?**

જેની પાસે બ્રહ્મચર્ય છે. તેનો સર્વથા અને સર્વદા જય જ છે.

૫ **શરીરનો રાજા કોણ?**

વીર્ય એ આપણાં શરીરનો રાજા છે,

વીર્યની સત્તા અમુક એક જ સ્થાનમાં રહેલી નથી; પરંતુ તેનું સામ્રાજ્ય આખાં શરીરની અંદર–માથાથી શિખાથી લઇને પગની પાની સુધી વ્યાપ્ત થઇને રહેલું છે.

**૬ બ્રહ્મચારીઓનું જીવન કેવું જોઇએ ?**

બ્રહ્મચારીઓનું જીવન એક સારા સાધુ તરીકે પસાર થવું જોઇએ. સાદો વેષ, સાદો ખોરાક, અને જેમ બને તેમ સ્ત્રી-ઓના સહવાસમાં ઘણું જ થોડું આવ-વાનું થાય એમ કરવું જોઇએ.

**૭ વીર્યનો પ્રતાપ,**

આપણા પૂર્વના ઋષિ–મહાત્માઓ મન ઉપર કાબૂ મેળવી આધ્યાત્મિકવિદ્યામાં આગળ વધતા હતા અને છેવટે અતીં-દ્રિયજ્ઞાની થતા હતા, તે આ પદાર્થમાં રહેલી શક્તિના પ્રતાપથી જ.

**૮ સર્વકાર્યોમાં હાનિકર્તા કોણ ?**

વીર્યની હાનિ એ મનુષ્યને સર્વ કાર્યોમાં હાનિ પહોંચાડે છે.

**૯ વૃદ્ધવસ્થામાં બુદ્ધિની મંદતા કેમ ?**

વૃદ્ધાવસ્થામાં બુદ્ધિ મંદ પડી જાય છે, એમ શું થવું જોઇએ ? વૃદ્ધાવસ્થામાં મનુષ્ય અનુભવજ્ઞાનની મૂર્તિ બનવો જોઇએ, જ્યારે બને છે એમ કે ઘણેભાગે કેટલાકોમાં ટકાની અક્કલ પણ રહેતી નથી, બોલવાનું ભાન પણ રહેતું નથી. × × × આનું કારણ એજ છે કે, તેઓએ **બ્રહ્મચર્ય** પાળવું જોઇએ એટલાં પ્રમાણમાં પાળેલું હોતું નથી.

**૧૦ કયું ઘર, કયું કુટુંબ અને કયો દેશ સુખી ?**

જે ઘરમાં **બ્રહ્મચારી** હોય તે ઘર સુખી.

જે કુટુંબમાં બ્રહ્મચર્ય વિદ્યમાન છે, તે કુટુંબ સુખી.

જે દેશમાં **બ્રહ્મચર્ય** ઝળહળી રહ્યું છે તે દેશ પણ કોઇ દિવસ દરિદ્રતા દેખતો નથી.

**૧૧ સખેદાશ્ચર્ય પામવા જેવું શું ?**

હીરા, માણેક અને મોતી કરતાં લાખો

ગુણી કિંમતવાળાં પોતાનાં વીર્યને માટે મનુષ્યો લગાર પણ દરકાર કરતા નથી.

**૧૨ વીર્યમાં રહેલી અદ્‌ભુત શકિત.**

મનુષ્યજીવનની જીવનાધાર કોઇ વસ્તુ હોય તો તે **વીર્યજ** છે.

**૧૩ આનું કારણ શું?**

એક મનુષ્ય સિંહની માફક ગર્જના કરતો જોવાય છે, ત્યારે બીજો એવો કમજોર અવાજનો હોય છે કે, પોતાનું બોલેલું પોતે પણ ભાગ્યેજ સાંભળે છે. આનું કારણ શું? આનું કારણ એજ છે કે, એકનો વીર્યરક્ષાનો સદ્‌ભાવ અને બીજાનો વીર્ય-રક્ષાનો અભાવ.

**૧૪ વધારે મગજશક્તિવાળા કેમ થવાય?**

જેટલા અંશમાં વીર્ય-રક્ષા કરેલી હોય છે, તે તેટલા અંશમાં વધારે મગજ-શકિતવાળો બને છે.

**૧૫ પરણ્યા પહેલાં અને પછીનું બ્રહ્મચર્ય.**

પરણ્યા પહેલાં વીર્યનું સારી રીતે રક્ષણ

કરવું એ જેમ બ્રહ્મચર્ય છે તેમ, પરણ્યા પછી પણ વીર્યનો અતિયોગ કે મિથ્યાયોગ ન થવા દેવો એ પણ એક જાતનું બ્રહ્મચર્ય જ છે.

૧૬ **પુરૂષાર્થસાધના.**

સંસારમાં ગૃહસ્થોને માટે ત્રણ પુરૂષાર્થની સાધના કરવાનું કહેલું છે. **ધર્મ, અર્થ અને કામ.**

૧૭ **અપૂર્વ સુખ કયું?**

જે મનુષ્ય કામજ્વરથી પીડાતો નથી, અને હમેશાં જ્ઞાન, ધ્યાન, તપ, જપ, પરોપકાર અને આત્મતત્ત્વમાં રમણ કરી રહે છે, તે મનુષ્ય જે સુખનો અનુભવ કરે છે, તે જ અપૂર્વ અને વાસ્તવિક સુખ છે.

૧૮ **એકપત્નીવ્રતની આવશ્યકતા.**

ગૃહસ્થોએ ખાસ કરીને પોતાનાં બ્રહ્મચર્યની અંગભૂત એક બીજી વાત પણ ધ્યાનમાં રાખવાની છે, અને તે એ છે કે, એક સ્ત્રી ઉપર બીજી સ્ત્રી કદાપિ કરવી નહિ.

**૧૯ આખો આર્યસંસાર શી રીતે સુધરે?**

વીર્યની રક્ષા કરવાપૂર્વક સંસારસેવન કરનાર પુરૂષ મહાન્ તેજસ્વી, વિશાળ-છાતીવાળા અને પ્રતાપી પુત્રને ઉત્પન્ન કરે તેમાં નવાઇ જેવુંજ શું છે? અને મજબૂત બાંધાવાળી આ સંતતિ પણ ભવિષ્યમાં ઉત્તરોત્તર તેવીજ સંતતિ ઉત્પન્ન કરે અને પરિણામે આખો આર્ય-સંસાર સુધરી જાય.

**૨૦ આકર્ષણશક્તિ અને માનસિક તેજ કેમ વધે?**

મનુષ્યને વીર્યની તેટલી જ આવશ્યક્તા છે કે, જેટલી દીવાને તેલની આવશ્યક્તા છે. જેમ બત્તીની ઉપર તેલ ચઢવાથી પ્રકાશ વધે છે. તેમ જે શક્તિનો વ્યય નીચલા ભાગમાં થાય છે, તે જો ઉપલા ભાગમાં ચઢે તો આકર્ષણશક્તિ અને માનસિક તેજની વૃદ્ધિ થઈ પરમ આનંદ પ્રાપ્ત થાય,

**૨૧ વધુ વિષય-સેવનનું પરિણામ.**

ઘણા માણસોને જોઈએ છીએ તો, તેઓ

માનસિક બળમાં પણ એટલા બધા કમજોર હોય છે કે, નાનામાં નાનું કામ કરવામાં પણ તેમની હિંમત ચાલતી નથી, તેનું કારણ વધુ ' વિષયસેવન ' જ છે

## ૨૨ વીર્યરક્ષાથી દૂર થતાં દરદો.

વીર્યરક્ષાથી કોઇ પણ પ્રકારના રોગને આવવાનો અવકાશ મળતો નથી, એટલુંજ નહિ; પરંતુ ઘર કરી રહેલ શ્વાસ, કાસ, ક્ષય અને પ્રમેહાદિ રોગો પણ વીર્ય-રક્ષાથી જલ્દી દૂર થઇ જાય છે.

## ૨૩ બ્રહ્મચર્ય વિના સર્વ વ્યર્થ,

હજારો પ્રકારની તીવ્ર તપશ્ચર્યાઓ કર-વામાં આવતી હોય, કેશનો લોચ કરવામાં આવતો હોય, કઠિન તપશ્ચર્યાઓ કરવામાં આવતી હોય અથવા ગંગાકિનારે જઇ પંચાગ્નિનાં કષ્ટો સહન કરવામાં આવતાં હોય; પરંતુ તે જ સાધુમાં જો એક બ્રહ્મચર્યનો અભાવ હોય તો, તેની તે તમામ ક્રિયાઓ વ્યર્થ જ છે–નકામી છે.

**૨૪ સાધુધર્મનું ભૂષણ એક બ્રહ્મચર્ય જ છે.**

સાધુઓને માટે આટલી સખ્તાઇ કરવાનું કારણ એ જ છે કે, તેઓને પોતાનાં ચારિત્રનું-સાધુત્વનું આભૂષણ જ 'બ્રહ્મચર્ય' છે.

**૨૫ અલ્પાહારની અગત્ય**

'यो मितं भुङ्क्ते स बहु भुङ्क्ते' જે થોડું ખાય તે બહુ ખાય છે, કારણ કે થોડું ખાધેલું અન્ન જલ્દી પચી જાય છે. આ સિવાય અલ્પાહાર બીજા ઘણા ગુણો ઉત્પન્ન કરે છે.

**૨૬ આનું કારણ શું ?**

એક માણસ વીસ વીસ, પચીસ પચીસ મણ બોજાને સપાટાબંધ ઉઠાવીને ફેંકી દે છે, જ્યારે બીજો માણસ પાંચ શેર ભાર પણ ઉઠાવવાને અશક્ત હોય છે. આનું કારણ શું ? કારણ એ જ કે, એકનો વીર્યરક્ષાનો સદ્‌ભાવ અને બીજાનો વીર્યરક્ષાનો અભાવ.

१५०३२



**२७ શરીરમાં વીર્ય શી રીતે રહેલું છે ?**

જેવી રીતે શેલડીમાં રસ, દહિંમાં ઘી અને તલમાં તેલ રહેલું છે, તેવીજ રીતે આખાં શરીર અને ચામડીમાં વીર્ય વ્યાપ્ત થઇને રહેલું છે.

**२८ બ્રહ્મચર્ય એટલે શું ?**

'ब्रह्मणि चरणमिति ब्रह्मचर्यम्' આત્મામાં વિચરવું એનું નામ 'બ્રહ્મચર્ય' છે. પણ આત્મામાં વિચરવાનું કાર્ય ત્યારે જ થઈ શકે છે કે જ્યારે વીર્યરક્ષા કરવામાં આવે છે.

**२९ આનું કારણ શું ?**

એક માણસની મગજશકિત એટલી તીવ્ર હોય છે કે, તે એક કલાકમાં પચીસ પચીસ, પચાસ પચાસ કે સો સો શ્લોકો બહુ મજાથી કંઠસ્થ કરી શકે છે અને બીજો પચીસ કલાકમાં પચીસ શ્લોકો પણ કંઠસ્થ કરી શકતો નથી. આનું કારણ શું ? કારણ એ જ કે, એકનો વીર્યરક્ષાનો સદ્ભાવ અને બીજાનો વીર્ય-રક્ષાનો અભાવ.

**૩૦ શરીરનું સુખ કયાં રહે છે ?**

શરીરનું સુખ, શરીરની સ્થૂલતા—જાડાઈમાં નથી સમાએલું, તેમ શરીરની કૃશતા-પાતળાપણામાં પણ નથી સમાએલું; પરંતુ શરીરનું સુખ રહ્યું છે શરીરમાં ઓતપ્રોત થઈને રહેલી એક શકિતમાં.

**૩૧ મજબૂત શકિતવાળો મનુષ્ય શું કરી શકે છે ?**

મજબૂત શકિતવાળો મનુષ્ય પોતાનાં મનોબળને પણ ત્યાં સુધી ખીલવી શકે છે કે, કોઈ વખત હથિયારબંધ અનેક મનુષ્યોની સ્હામે થવાનો પ્રસંગ આવી પડતાં પણ તે પાછી પાની કરતો નથી, બલ્કે, પોતાના એક અવાજ માત્રથી-ઘાંટામાત્રથી સંખ્યાબંધ મનુષ્યોને ધ્રૂજાવી દેવાનું સામર્થ્ય પણ પ્રાપ્ત કરે છે.

**૩૨ વિશેષ મહત્ત્વવાળું કાર્ય કોણ કરી શકે ?**

જેટલા અંશમાં જે મનુષ્ય બ્રહ્મચર્યની રક્ષા વિશેષ કરે છે, તેટલા અંશમાં તે

મનુષ્ય વિશેષ મહત્ત્વવાળાં કાર્યો કરવાને શક્તિમાન થાય છે.

**૩૩ ત્રણ બળોનો મુખ્ય આધાર.**

શરીરબળ, મનોબળ અને વચનબળ ખાસ કરીને બ્રહ્મચર્ય ઉપરજ આધાર રાખે છે.

**૩૪ સાધુ કેવો આહાર વ્હોરે ?**

જો કે ભકત ગૃહસ્થો ભક્તિના આવેશમાં ઘી, દૂધ, મિષ્ટાન્ન વગેરે સાધુઓને આપે પણ આત્માર્થી સાધુએ તેનો વિચાર કરવો જોઇએ.

**૩૫ બ્રહ્મચર્ય કયાં સુધી પાળવું ?**

પુરૂષે ઓછામાં ઓછું ૨૫ વર્ષ સુધી અને સ્રીએ ઓછામાં ઓછું ૧૬ વર્ષ સુધી બ્રહ્મચર્ય અવશ્ય પાળવું જોઇએ.

**૩૬ અસ્ખલિત બ્રહ્મચર્યનો લાભ,**

મનુષ્ય આખી જીંદગી સુધી અસ્ખલિત રીતે બ્રહ્મચર્ય પાળે તો તે એટલું બધું સામર્થ્ય ધરાવવાળો થાય છે કે, જગત્‌માં એવું કોઈ કામ નથી કે, જેને તે સિદ્ધ ન કરી શકે.

૩૭ **ઉત્તમ હવા-પાણી પણ વ્યર્થ.**

બ્રહ્મચારીને હવા બદલવાને માટે જ્યાં ત્યાં દોડધામ કરવાની પણ જરૂર રહેતી નથી. આથી એમ કહેવાનું નથી, કે, હવા-પાણી શરીરમાં કારણભૂત નથી, કારણભૂત અવશ્ય છે; પણ ગમે તેવી સુંદર હવામાં જવા છતાં પણ જો રોગી માણસ વીર્યનો રક્ષા ન કરે તો, તેને હવા-પાણી શું લાભ કરવાનાં હતાં ?

૩૮ **જીવનનો પાયો.**

મકાનો બનાવનાર જેમ મકાનનો પાયો મજબૂત બનાવે છે તેમ, આ જીવનનો પાયો વીર્યરક્ષાથી ખૂબ મજબૂત બનાવવો જોઇએ.

૩૯ **હિંદની દશા.**

હિંદુસ્થાન દેશ કુકડાં અને કુતરાંની માફક પ્રજોત્પત્તિ કરવામાં બીજા દેશો કરતાં બહુ આગળ વધી ગયો છે, અને દ્રવ્યોત્પત્તિમાં બીજા દેશો કરતાં બહુ પાછળ છે !

**૪૦ એક માણુસની માસિક આવક કેટલી ?**

હિંદના એક માણુસની માસિક આવક રાા રૂપીયાની છે. અર્થાત્ રાા રૂપીયામાં હિંદના એક માણુસને પોતાનું ગુજરાન ચલાવવું પડે છે !

**૪૧ ઉચ્ચ અને નીચનો વ્યવહાર.**

જે દેશમાં જ્ઞાતિ-બંધન નથી, ત્યાં પણ ઉચ્ચ-નીચનો વ્યવહાર કર્તવ્યની દૃષ્ટિએ અવશ્ય જોવામાં આવે છે, અને તે વ્યવહારને અનુકૂળ કાર્યો થતાં આવે છે, પરંતુ કર્મકર્તવ્યનાં કારણથી તેને તેવી જાતિની પ્રાપ્તિ થઈ છે માટે ઉચિત વ્યવહારપૂર્વક તેમને પણ અવશ્ય ઉપદેશ આપવો, તેમને નિયમવાળા બનાવવા-જ્ઞાની બનાવવા-ને સુધારવા એ આપણું ખાસ કર્તવ્ય છે.

**૪૨ આયુષ્યના પ્રચાર.**

આયુષ્ય સોપક્રમ અને નિરૂપક્રમ એમ બે પ્રકારનું છે. સોપક્રમ એટલે કોઇ એક કારણથી મૂળ સ્થિતિમાંથી ઓછુ

થાય, નિરૂપક્રમ એટલે જેટલું બાંધ્યું હોય તેટલુંજ ભોગવવું પડે.

### ૪૩ આત્મોન્નતિનો માર્ગ.

વીરપ્રભુનાં યથાર્થ વચન ઉપર વિશ્વાસ રાખવો, વૈરાગ્યવાસિત અંતઃકરણવાળા થઇને રાગ, દ્વેષ, ક્રોધ, માન, માયા, લોભ, ઇર્ષ્યા, અજ્ઞાન, વિષય અને વિકારાદિનો બનતી ત્વરાએ ત્યાગ કરવો એજ આત્મોન્નતિનો સીધો અને સરળ માર્ગ છે.

### ૪૪ કલ્યાણ કયારે થાય ?

ગમે તો વૈષ્ણવ હો, ચાહે બૌદ્ધ હો, અને ચાહે જૈન હો; પરંતુ સરળ પ્રકૃતિ અને સમ્યગ્જ્ઞાન વિના કલ્યાણ થનાર નથી.

### ૪૫ કર્મના અન્ય પર્યાયો.

જૈનો જેને ‘ કર્મ ’ કહે છે, તેને બીજાઓ માયા, પ્રપંચ પ્રારબ્ધ, સંચિત અને અદૃશ્ય વગેરેને નામથી ઓળખે છે.

**૪૬ પંડિત કોણ ?**

યઃ 'क्रियावान् स पण्डितः' જે ક્રિયાવાન્ હોય તેનેજ સાચો પંડિત જાણવો.

**૪૭ આઠ સિદ્ધિઓ કયી ?**

અણિમા, મહિમા, પ્રાકામ્ય, ઇશિત્વ, લધિમા, યત્રકામાવસાયિત્વ અને પ્રાપ્તિ,

**૪૮ ઉચ્ચ જાતિવાળો કયારે થયો ગણાય ?**

જ્યારે શમ, દમ, વૈરાગ્ય, પરોપકાર અને સંતોષાદિક ગુણગણ પેદા થશે, ત્યારે જ આત્મોન્નતિ થશે. જેની આત્મોન્નતિ થઈ તે વાસ્તવિક રીતે ઉચ્ચજાતિવાળો થયો ગણાય.

**૪૯ જ્ઞાન અને ક્રિયાનો સાપેક્ષતા.**

ક્રિયા વિનાનું જ્ઞાન વ્યર્થ છે અને જ્ઞાનરહિત ક્રિયા ફોકટ છે.

**૫૦ પ્રાર્થના માત્ર બસ નથી ?**

કેટલાક ભદ્રક જીવો વિશ્વાસુ બની તપ, જપ, જ્ઞાન, ધ્યાન, ક્રિયાકાંડ ન કરતાં ઇશ્વરની પ્રાર્થના માત્રથી જ મોક્ષ માને છે, તે ઠીક નથી, ઈશ્વરે પોતે કેવાં કષ્ટ

સહન કર્યાં છે. તેનો વિચાર સૂક્ષ્મદૃષ્ટિથી કરવો જોઈએ.

૫૧ **કયું જ્ઞાન કાર્યસિદ્ધિ કરનારૂં થાય ?**

શ્રદ્ધા અને ચારિત્ર વિનાનું જ્ઞાન કાર્યસિદ્ધિ કરી શકતું નથી, અમુક ઔષધ અમુક રોગનો નાશ કરે છે તેટલું જાણવા માત્રથી રોગનો નાશ થતો નની; પરંતુ ક્રિયારૂચિપૂર્વક તે વાતને અમલમં મૂકવી પડશે.

૫૨ **યોગનો પ્રભાવ.**

યોગીશ્વરને જોઇને જન્મથી ઉત્પન્ન થએલાં સ્વાભાવિક પરસ્પર વૈરોને પણ અન્ય પ્રાણીઓ તજી દે છે; જેમકે, હરણી સ્નેહના વશથી સિંહનાં બચ્ચાંને સ્વપુત્રની બુદ્ધિથી સ્પર્શ કરે છે, ગાય વાઘનાં બચ્ચાંને, બીલાડી હંસનાં બાળકને અને ઢેલ સર્પનાં બચ્ચાંને પુત્રબુદ્ધિથી સ્પર્શ કરે છે તે યોગનો જ પ્રભાવ.

૫૩ **સાધુપણું ન પાળી શકાય તો શું કરવું ?**

જે સાધુ પોતે મૂળ અને ઉત્તર ગુણોને

ધારણ કરવા સમર્થ નથી, તેણે શુદ્ધ શ્રાવક થવું ઉચિત છે, પણ દંભવડે જીવવું ઉચિત નથી.

૫૪ સૌથી કઠણ શેનો ત્યાગ છે?

રસની લંપટતા ખુશીથી છોડી શકાય છે, દેહનું ભૂષણ પણ તજી દેવું સુલભ છે, કામ-ભોગાદિ પણ સહેલાઇથી તજી શકાય છે; પરંતુ દંભનો ત્યાગ કઠણ છે.



માવજી દામજી શાહ કૃત

# પુસ્તકો.

—×—

| | | રૂ. આ. પા. |
|---|---|---|
| ૧ | કુમારિકાધર્મ | ૦–૪–૦ |
| ૨ | કુમારિકાને પત્રો | ૦–૪–૦ |
| ૩ | જીવનચર્યા | ૦–૪–૦ |
| ૪ | જ્ઞાનપંચમી | ૦–[illegible]–૦ |
| ૫ | લગ્નરહસ્ય | ૦–૪–૦ |
| ૬ | કાવ્યપ્રવેશ | ૦–૪–૦ |
| ૭ | નારીધર્મ | ૦–૩–૦ |
| ૮ | નીતિપ્રવેશ | ૦–૩–૦ |
| ૯ | કુમારધર્મ | ૦–૩–૦ |
| ૧૦ | સ્ત્રીજીવન | ૦–૩–૦ |
| ૧૧ | આદર્શકુમારિકા | ૦–૩–૦ |
| ૧૨ | આદર્શકુમાર | ૦–૨–૦ |
| ૧૩ | ધર્મપત્ની | ૦–૨–૦ |
| ૧૪ | વચનામૃતો | ૦–૧–૦ |
| ૧૫ | સ્ત્રીઓના ધર્મો | ફ્રી |
| ૧૬ | સિન્દૂરપ્રકર | ,, |

લખો : માવજી દામજી શાહ,

ઘાટકોપર.